ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ : : ત્રીસમું

# બંગાળી બિરબલ

બંગાળાના ગોપાળભાંડની
હાજરજવાબીપણાની વાતો



પ્રગટકર્તા
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦—ભેળાંપીઠ
સુરત

સ્વદેશી કાગળ
કિમ્મત છ આના

---

અધેડાનું રાજ
૦–૧–૦

મિયાઉં !
૦–૧–૦



ગાંડીવ મુદ્રણાલય
કળાપીઠ, સુરતમાં
છાપીને ગાંડીવ સા-
હિત્ય મન્દિર માટે
નટવરલાલ વીમાવા-
ળાએ પ્રગટ કરી

રમકડાંની દુકાન
૦–૧–૦

હાથી ધમધમ ચાલે
૦–૧–૦

---

પહેલી આવૃત્તિ
૧૯૨૯—૧૯૮૫

છેલ્લેદેર ગોપાળભાંડ નામના બંગાળી પુસ્તક પરથી આ ચોપડી તૈયાર કરી છે.

અસલના વખતમાં રાજાઓ પોતાના દરબારમાં એ-કાદ રમુજી–વિનોદી માણુસ નભાવતા. આ રિવાજ ઘણે ઠેકાણે હતો અને તેથી એવા વાચાળ અને હાજરજવાબી માણુસોની બુદ્ધિ ખીલી ઉઠતી અને તેનો અવારનવાર રાજાઓને પોતાને પણ લાભ મળી જતો.

બિરબલની આવી વાતો જગમશહૂર છે. અને હિન્દુ-સ્તાનની ઘણીખરી ભાષાઓમાં તે નજરે પડે છે. મદ્રાસના આંધ્ર દેશમાં રાયા અને અપ્પાજી કરીને બે આવા પુ-રૂષો થઇ ગયા તેની વાતોનું પુસ્તક બિરબલનો બન્ધુ નામથી ગાંડીવ બાલોદ્યાનમાળાના ત્રીજા પુષ્પ રૂપે બહાર પાડયું છે. આવી વાતોમાંથી બાળકોને તેમજ મોટાંને પણ પૂરતાં જ્ઞાનગમ્મત મળી રહે છે. બાદશાહ અને બિરબલની વાતોની અનેક આવૃત્તિઓ કેટલાંયે વરસો થયાં બહાર પડ્યાંજ કરે છે તે એનો પુરાવો છે. બિરબલનો બન્ધુમાંની વાતો પણ અમુક અંશે લોકોને ગમી છે એમ માનવા કારણ છે. તેથી બંગાળાના બિરબલ સમા ગોપાળભાંડની આ વાતો પ્રગટ કરવાને ખાસ પ્રોત્સાહન મળ્યું છે.

રાયા ને અપ્પાની વાતોની જેમ આ વાતોમાં પણ

ચાળણીનો ઉપયોગ કરવો પડયો છે અને જેટલી સારી સારી લાગી એટલીજ લીધી છે. કેટલીક વાતોમાંની બધી રમુજ તેમાંની ભાષાની ખુબી પર હતી, તે ખુબી ગુજ-રાતીમાં આવે એ શકય નહોતું એટલે તે છોડી દેવીજ પડી. તેમ બીજી પણ ઓછેવત્તે અંશે નીરસ વાતોને ચાળી નાંખી. આશા છે કે આ વાતો પસંદ પડશે.

ન. વી.



(૧)

ગોપાળભાઇ જાતના તો હજામ. પણ ભારે ચાલાક. જીભડી તો એમનીજ. કોઈ કંઇ બોલે તેનો જવાબ તો એવો આપે કે તે સાંભળીજ રહે!

અક્કલ પણ બહુ. જાણે બીજો બિરબલજ જોઇ લેવો ને. કોઈ વાતનો તોડ કાઢવો હોય તો તૈયાર. કશી ગુંચ હોય તો ઉકેલ ગોપાળ વિના કોણ કાઢે? એવા એ ગોપાળભાઈની વાતો વાંચવાની સૌને મઝા પડશે!

ગોપાળભાઇને સૌ ગોપાળભાંડ કહે. ભાંડ એટલે નાટકી. ગોપાળને વેશ ભજવતાંયે કંઈ થોડા આવડતા હશે? એ તો કંઇ કંઈ ખેલ ભજવે.

કલકત્તા પાસે નદિયા નગરી છે. ત્યાં મહારાજ કૃષ્ણચન્દ્ર રાજ કરે. તેના રાજમાં ગોપાળભાઇ રહે. રાજાની સાથે તેને સારૂં બને. ચાલાક માણસ એટલે રાજદરબારે પહોંચતાં કેટલી વાર?

રાજનો દરબાર. નોકર હોય, ચાકર હોય, કેટલાયે હજુરિયા હોય. તે વિના રાજાજીનાં હજાર કામો કોણ કરે?

ઘરડો ઘરડો એક હજુરિયો મરી ગયો. એ જગા તો ખાલી પડી. એની જગાએ બીજો કોઈ રાખવો તો જોઇયેજને!

રાજાજીએ તો ગામમાં ઢંઢેરો પીટાવ્યો: હજુરિયાની એક જગા ખાલી છે. જેને નોકરીએ આવવું હોય તે અરજી કરે.

ત્યાં તો અરજીનો ઢગલોજ થયો છે ને! મગન ને છગન ને નાથુ ને ચીમન ને રતિયો, ને ગુલાબ ને ભગુ, ને ખુશામન સૌયે અરજી કરી. રાજાના હજુરિયા થવાનું કોને ન ગમે? જાણે ખાવાનું પીવાનું ને લહેરજ કરવાની ને?

જગા એક ને અરજદાર તો બધા કુંડીબંધ ! હવે કેમ કરવું ? રાજાજી તો વિમાસણમાં પડ્યા.

ગુંચ આવી એટલે ગોપાળભાઇ યાદ આવ્યાજ છે. તરત તેડું મોકલ્યું. બોલાવીને રાજાજીએ કહ્યું: ગોપાળ, ગોપાળ, તારૂં એક કામ પડ્યું છે. જોને, આ આટલા નંગમાંથી મારે કોને રાખવો ? મને તો કંઈ સમજાતું નથી. જગા એક છે ને જોઇયે છે બધાને ! સારામાં સારો એક ખોળી પણ કેમ કાઢવો ?

ગોપાળ કહે: આહોહો ! એમાં તે શું અઘરૂં છે, મહારાજ ? કાલે બધાયને દરબારમાં બોલાવજોને ! હું સારામાં સારો ચુંટી આપીશ !

રાજાજીનેયે તેજ જોઇતું'તું ને ! તુરત હુકમ કરી દીધો કે કાલે દરબારમાં સભા રાખવી. સૌ અરજદારને ત્યાં બોલાવવા. હુકમ પ્રમાણે તાબડતોડ ગોઠવણ થઇ. ગોપાળભાઇ પણ ઘેર પધાર્યા.

વા વાતને લઇ જાય. ગામ આખામાં ખબર પડી ગઈ કે હજુરિયાની જગા પર કોને નીમવો

તે ગોપાળ નક્કી કરશે. અરજદારોની પરીક્ષા એ કરશે. બધા અરજદારોને ખબર પડી એટલે કેટલા તો ઢીલાજ થઇ ગયા. કેટલાયે વિચારજ માંડી વાળ્યો. ઘણાને થયું કે હવે આપણો ઘાટજ નહિ બેસે. ગોપાળ જેવા ચતુર પરીક્ષકની પરીક્ષામાં પાસ થવું કંઈ સહેલું હતું ?

બીજે દિવસે દરબાર ભરાયો. હજુરિયાની જગાને માટે આખા ત્રણ જુવાનિયા આવ્યા. તેમાંના એક બે ગોપાળને ઓળખતાજ નહોતા; ને ત્રીજો એવો ભૂખે મરતો હતો કે નોકરી મેળવ્યા વિના ચાલેજ નહિ.

દરબાર શરૂ થયો. રાજાજી આવીને સિંહાસને બેઠા. બાજુમાંથી ગોપાળ બેઠો. પછી પહેલા ઉમેદવારને બોલાવ્યો. તે આવી ખડો થઇ ગયો. સલામ ભરી.

ગોપાળે પૂછ્યું: કેમ, તારે નોકરી જોઇયે છે ?

ખડખડ હસી દાંત કાઢતાં પેલો બોલ્યો: જી, જેવો હુકમ.

ગોપાળ તો તેના મોટા મોઢા દાંત ને ખડખડ હસવું જોઈનેજ ધરાઈ ગયો. તેને થયું કે આનામાં ઝાઝી અક્કલ નથી દેખાતી. પણ મોંઢા પર કંઈ એવું બતાવે ? એણે તો ઠંડે કલેજે કહ્યું: હજુરની સેવા બરાબર બજાવશે ?

જી, હાં. બધું બરાબર કરીશ.

ગોપાળે પૂછ્યું: બધું કરશે ?

આખું શરીર, વાળ માથું બધું ધુણાવતો પેલો કહે: જી, જોડા શીવવાથી માંડી ચંડીપાઠ ભણવા સુધી; જે કહેશો તે કરીશ.

ગોપાળ કહે: ના, ના. એ વાત કંઈ મારે ગળે નથી ઉતરતી. મને લાગે છે કે હંમેશ તારાથી બધું કામ નથી થવાનું.

પેલો તો એકદમ ગુસ્સે થઇ ગયો ને અકળાઇને મોટે સાદે બોલ્યો: એ શું બોલ્યા ? હું બધું નહિ કરી શકું તો કોણ કરી શકશે ?

માથું ધુણાવી ગોપાળ બોલ્યો: મારા તો મગજમાં વાત નથી ઉતરતી ભાઈ.

પેલો અભિમાનભેર બોલ્યો: એમ તમે બોલો તે કંઇ ચાલે? ખાતરી ન થતી હોય તો પારખું કરી જુઓ. પહેલેથીજ એમ તમે ડોકું ધુણાવી બેસો તે કંઇ વાજબી કહેવાય?

ઠીક વારૂ, જોઇશું. બાજુએ ઉભા રહો.

એમ કહી ગોપાળે બીજાને તેડાવ્યો. તેને પણ ઉપર મુજબ પૂછ્યું. એવાજ જવાબ દીધા. એ જોઇ ગોપાળે પહેલાની પેઠેજ તેને પણ બાજુએ ઉભો રાખ્યો.

પછી તેડાવ્યો ત્રીજાને.

ગોપાળ પૂછે: કેમ, કામ થશે કે?

હાથ જોડી એ બોલ્યો: જી, આપની મહેર-બાનીથી કરી શકીશ.

ગોપાળ કહે: નક્કી? બધું થશે?

માથું નમાવી પેલો બોલ્યો: આપ કહેશો તે કરીશ.

ગોપાળે ફરી કહ્યું: પણ મને લાગે છે કે તારાથી બધું બરાબર નહિ થાય.

પેલો તુરત બોલ્યો: જી, બધું તો બરાબર નહિજ થાય એમ મને પણ લાગે છે.

ધીરે સાદે ગોપાળ કહે: ના, ના, એમ તો થશેય ખરૂં.

પેલો તો નર્યું ફોનોગ્રાફજ હતો ના! બોલ્યો: જી, એમ તો થશે સ્તો.

તોયે શીખવું તો પડશેજ—ગોપાળે જણાવ્યું.

જી, શીખ્યા વિના કંઇ ચાલવાનું છે?

ગોપાળે હસીને કહ્યું: ના, ના, એમ તો તું ઉપયોગી થઇ પડશે એવી મારી ખાતરી છે.

પેલો તો પોપટજ હતોને! બોલ્યો: જી, મારીયે ખાતરી છે.

ગોપાળ કહે: એમ છતાં કોઇ વાર તું થાપ ખાઈ જવાનો.

પેલો કહે: જી, કોઇ કોઇ વાર ભૂલ તો થાય સ્તો. જેવી આજ્ઞા.

ગોપાળ તુરત રાજા તરફ ફર્યો ને કહ્યું: મહારાજ, લ્યો, આ તમારો હજુરિયો. એ બરાબર

તમારૂં કામ બજાવશે. હજુરિયા થવાની ચાવી એને બરાબર માલમ છે. એનેજ રાખી લ્યો. ઠીક પડશે.

રાજાએ તેને રાખી લીધો.

પછી કોઇકે ગોપાળને પૂછ્યું: ગોપાળ, એને કેમ પસંદ કર્યો? એવી તે કઈ ચાવી?

ગોપાળ કહે: કેમ, ના સમજ્યા? હજુરિયા થવું એટલે હા જી હા કરવી. રાજજી કહે કે રાત છે. તોયે કહેવું જી! ને કહે: ઉંહું, દહાડો છે. તો કહેવું: જી, સૂરજ હજુ નથી આથમ્યો. એવા માણુસથીજ હજુરિયા થવાય. જરા બીજી ગડબડ કરે તો નોકરીમાંથી નાળીયેરજ મળે ના!?

પેલા બે જણા ઉમેદવાર બનીને આવેલા, તે પણ હજુરિયા બનવાની કળા શીખીને ઘેર પાછા ગયા.

(૨)

રાજા રજવાડા એટલે ધુની માણસ. નદીયાના રાજાયે એવાજ હતા તો.

એક દહાડો રાજા મહેલમાં બેઠેલા, આસપાસ બધા હજુરિયા હતા. એવે રાજાજી બોલ્યા: આજે હું ફરવા ગયો'તો. ફરીને પાછો આવતાં પેલા ફળીયામાંના તળાવ તરફ જોયું, તો બાપરે, મને તો ખૂબજ ટાઢ ચઢી. એક તો આ શિયાળાની ઋતુ, તેમાં વળી સ્હવારનો વખત, ને તળાવમાં પાણી ઉછળે. પાણીના એ ઉછાળા જોઇનેજ મને તો કંઈ ટાઢ વાય, કંઇ ટાઢ વાય !

રાજાજીના હજુરિયા ! હાજીહામાં તૈયાર. વળી તળાવ જોવાથી તે ટાઢ ચઢતી હશે? તોય બધા બરાડી ઉઠ્યા: હા, હા મહારાજ ! આ ઋતુજ એવી છે. તળાવ જોઇનેજ ટાઢ છૂટે છે. એ તો આપ હતા તેથી ફક્ત ટાઢ વાઇ, અમે હોઇયે તો તો ઠરીજ ના જઇયે ? !

એક વળી વધારે ડાહ્યો હતો. તે બોલ્યો: અને મહારાજ, એ તે કંઇ તળાવ છે? નર્યું બરફનું સરોવર છે, બરફનું !

રાજાજી બોલ્યા: એ તળાવમાં આખી રાત

છાતીબુડ કોઇ ઉભું રહે તો તેને હજાર રૂપિયા આપું.

રૂપિયાની વાત આવી ત્યાં સૌના મ્હોંમાં પાણી છૂટવા માંડયું. તોય તળાવમાં રાતે ઉભા રહેવાનું કંઇ સહેલું હતું જે? નજ બને એવું નહિ, તો પણ શરદીથી મરી ન જવાય? પણ પાછી રકમે મોટી હતી ને?

તોયે કોઇની હિંમત ના થઈ. રાજાજી ફરી બોલ્યા: કેમ, નથી કોઈની તાકાત?

બધા ચૂપચાપ બેસી રહ્યા. માંદા પડવાનું કોને મન થાય?

રાજાજીએ તો હુકમ કર્યો. ગામમાં ઢોલ વગડાવો ને ઢંઢેરો પીટાવો. જે કોઈ આખી રાત તળાવમાં છાતીબુડ ઉભો રહે તેને રાજાજી એક હજાર રૂપિયા આપશે.

કેટલાય માણસોએ ઢંઢેરો સાંભળ્યો. તળાવ તરફ ગયા. હાથ પાણીમાં બોળ્યો. ને એટલેથીજ ઘેર ભાગી ગયા.

પણ થોડા દહાડા પછી એક બામણભટ દરબારમાં આવ્યા. તેણે ઢંઢેરો સાંભળેલો. તેણે જઇને રાજાજીને કહ્યું: મહારાજ, હું તળાવમાં રાતે ઉભો રહેવા તૈયાર છું.

તેની આ હિંમત જોઇ દરબારીઓ અચંબામાં પડયા. રાજાજી પણ ગુંચવાયા. બોલ્યા: અરે, ભટજી, તમે એ તળાવ જોયુંબોયું છે?

ભટજી બોલ્યા: જી, જોયું છે મહારાજ.

દરબારીઓએ ભટજીને પાછા વાળવાને બહુ બહુ કર્યું. પણ તે શાના કંઈ માને? તે તો હજાર રૂપિયા લેવા પરજ તૈયાર: બસ, હું તો તળાવમાં ઉભો રહીશજ.

ભલે, રાજાજીએ રજા આપી.

સાંજ પડી. સૂરજદાદા આથમતા હતા ત્યાં ખાઇ પી તૈયાર થઇ જે અંબે કરતા ભટજી બાવા તો પાણીમાં ઉતર્યા. તળાવને કિનારે પહેરો બેઠો.

રાત બધી ભટજી છાતીખુડ પાણીમાં ઉભા રહ્યા છે. રાત બધી બારસો મોટા દીવો લઇને

ચોકીદાર ફરતો રહ્યો છે. ત્રણ ત્રણ કલાકે રાજ-મહેલની નોબત વાગે છે. નોબતે નોબતે ચોકીદાર બદલાય છે. પણ ભટજી તો જેવા ને તેવા, શાંત ને] સ્થિર પાણીની અંદર છાતીબુડ ઉભાજ રહ્યા છે!

સ્હવાર પડી. ચોઘડીયા વાગ્યા. ત્યાં તો હજુ-રિયા સમેત રાજાજી તળાવ કાંઠે આવીને ઉભાજ રહ્યા છે તો!

ભટજીએ રાજાજીને નમન કર્યું ને પાણીમાંથી બહાર નીકળ્યા. રાજાજી ખુશ થયા. ત્રિજોરી ખાતાને હુકમ કર્યો કે એને ઇનામ આપી દેજો.

પણ આ બામણ આટલામાં હજાર રૂપિયા લઈ જાય? હજુરિયાઓ બળી ગયા. અદેખાઇની આગ તેમના પેટમાં સળગી. એક રાતના હજાર રૂપિયા! અધધધધધધ!

એક જણે બામણભાઇને પૂછ્યું: અલ્યા ભાઇ, તેં આમ કેવી રીતે કર્યું એ તો કંઈ બતાવ.

ભટજી કહે: ઓહો, એમાં બતાવવાનું શું છે? આખી રાત અંબામાનો જાપ જપ્યા કીધો ને

નજર રાખી ચોકીદારના દીવા તરફ. એમ ને એમ રાત પસાર થઇ ગઈ.

પેલો પૂછે: ચોકીદાર કેટલેક દૂર હશે?

ભટજી બિચારા ભોળા હતા. તેમના દિલમાં કપટ નહોતું. કહે: પાસેજ હતો. ખાસ્સો મોટો દીવો લઇને ફર્યાં કરતો'તો!

પેલો હજુરિયો બોલી ઉઠયો: હાં હાં! હવે સમજાયું. ચોરી પકડાઇ.—પછી રાજાજી તરફ ફરીને કહ્યું: મહારાજ, આ તો લુચ્ચાઇ છે. એણે આખી રાત પહેરેગીરના દીવા તરફ જોયા કીધું. દીવાની ગરમી એને મળી. પછી તો ઉભા રહેવાય જ ને!

એકે બોલવું જોઇયે, પછી થઈજ રહ્યું તો! બધા પાસબાનો વાત લઇ પડ્યા: મહારાજ, અમે નહોતા કહેતા? આ તળાવમાં રાત બધી તે વળી ઉભા રહેવાતું હશે? એ તો આ દીવાની ગરમીથી ભટજી ઉભા રહ્યા. બાકી મકદૂર શી?

બસ. હોહા થઇ ગઈ. ભટજીએ તો ચોકીના

દીવા તરફ જોઇ ગરમાટો મેળવ્યો. એ તો લુચ્ચાઇ કહેવાય. એને વળી ઇનામ શાનું? મારો ધક્કો ને કાઢો બહાર.

થઈ ચૂક્યું. ભટજી તો રડતા રડતા ઘર તરફ જવા નીકળ્યા. મારગમાં ગોપાળનો ભેટો અચાનક થઇ ગયો. તે નદીએ ન્હાઇને ઘેર જતો હતો. રડતાં રડતાં ભટજીએ તેને બધી વાત કહી. ગોપાળે સાંભળીને કહ્યું: ઠીક છે. ગભરાઇશ મા. હાલ તો મારે ઘેર ચાલ.

ઘેર એને ઓશરીમાં બેસાડી પોતે પેઠો રસોડે. રસોડાની પાછળ વાડો હતો. ગોપાળભાઇએ તો એક વાડામાં ખાડો ખોદ્યો. પછી એક વાંસ લીધો. વાંસને એક છેડે એક વાસણ બાંધ્યું. વાસણમાં થોડા ચોખા નાંખ્યા ને થોડું પાણી. પછી વાંસને પેલા ખાડામાં દાટી દીધો. ત્યાંજ આગળ બીજો ખાડો ખોદી તેમાં થોડા અંગારા નાંખ્યા. ને જરા ઘાસ નાંખી બળતું કર્યું.

પછી એ બહાર આવ્યો. બ્રાહ્મણને કહ્યું:

ગભરાશો મા મહારાજ, તમારા રૂપિઆ કાલેજ તમને મળશે.

એમ કહી વિદાય કરી દીધાં.

આ બાજુ નવ વાગી ગયા. દરબારનો વખત થઇ ગયો. સૌ આવી ગયા, પરંતુ ગોપાળ ન મળે. રાજાજીને ફિકર થઈ. ગોપાળ કેમ ન આવ્યો હશે?

સિપાઇને તેડવા મોકલ્યો. સિપાઇએ પાછા આવી કહ્યું: ગોપાળે ભાત ચઢવા મૂક્યો છે. તે થાય એટલે ખાઇને આવે છે.

કલાક થયો. પણ ગોપાળ શાનો દરબારે આવે? રાજાજીએ ફરી તેડું-મોકલ્યું. તેણે આવીને પાછો એજ જવાબ દીધો.

બબ્બે ચચ્ચાર કલાક થયા ને ગોપાળનો ભાત હજુ રંધાતો નથી! એ શો ગોટાળો! રાજાજી તો ચિઢાઈ ગયા: જોઉં તો ખરો, એવો તે એનો કેવોક ભાત છે તે! ચાલો, ઉપડો એને ઘેર.

રાજાજી તો ઉપડ્યા. લાવલશ્કર લઇને,—એટલે કે એના હજુરિયાસ્તો.

આવ્યા ગોપાળને ઘેર. તે આંગણામાંજ હતો. રાજાજીને જોઈ નમન કર્યું. તે તો બહુજ ગુસ્સે થયેલા. ધાંટો પાડી કહે: અલ્યા, તને ચાર ચાર વાર તેડાં મોકલું, પણ તારાથી દરબારે નથી અવાતું; એવો તે કેવો કામદારનો કકડો થઈ ગયો છે ?

ગોપાળ નરમાશથી કહે: મહારાજ, ભાત થાય તે ખાઈને........

રાજાએ ધાંટો કાઢયો: એ તારો ભાતજ મારે જોયો છે ? ચાર ચાર કલાકથી રંધાતો નથી એ કેવોક છે ?

ગોપાળ વાડામાં રાજાજીને લઈ ગયો, ને પેલું વાસણ બતાવ્યું: મહારાજ, હજુ બરાબર રંધાયો નથી. હવે રંધાશે. એમ કહી એણે પેલા ખાડામાં થોડા વધુ લાકડા બળવા નાંખ્યા.

રાજાને તો તે જોઇ ખડખડ હસવું આવ્યું: અરે ભલા માણુસ, તું આકાશમાં ભાત રાખે છે, ને ધરતી પર ચુલો સળગાવે છે, તે એમ તે વળી

ભાત રંધાતો હશે! વાહ તારી અક્કલ! વાહ તારી બુદ્ધિ! વાહરે અલ્યા ગોપાળ, તું હજામ તે હજામજ રહેવાનો!

ગોપાળ કહે: મહારાજ, હું કંઈ એવો મૂરખ છું કે જાણી જોઈને ભાત આમ ચઢાવું? પણ આ શહેર અજબ જેવું છે. અહિં તો તળાવમાં પડ્યા પડ્યા ચોકીના દીવાની ગરમીથી હુંફ મળે છે; તો વળી વાંસ પરનો ભાત જમીન પરને ચૂલે ન રંધાય? રંધાવોજ જોઈએ. જરા ધીરજ રાખો મહારાજ, હમણાં થઈ જશે.

થયું. રાજાજી તરત પોતાની ભૂલ સમજ્યા. પેલા હજુરિયાઓનાં મોંઢાં કાળાં પડી ગયાં. રાજા બોલ્યા: ગોપાળ, ક્યાં છે એ બ્રાહ્મણ?

ગોપાળે તરત બ્રાહ્મણને તેડાવી મંગાવ્યો. રાજાજીએ તેને હજાર રૂપિયા તરત અપાવી દીધા; અને ગોપાળની અક્કલ પર સૌ આફરીન થયા.

માત્ર પેલા હજુરિયાઓ એવા ઠંડા થઈ ગયા કે ન પૂછો વાત!

## ( ૩ )

દરબાર ભરાયો હતો. વાતોના ગપાટા ચાલતા હતા. એવે રાજાજી એકદમ બોલ્યા: અરે, નદિયામાં એકે કંજુસ છેજ નહિ એ વાત સાચી છે?

એક હજુરિયો બોલી ઉઠયો: મહારાજ, આપના રાજમાં કોઇ વાતની કોઇને ખોટ નથી. પછી કંજુસ કોણ હોય?

પણ રાજાજીને વિશ્વાસ ન બેઠો. તે કહેઃ તમે બરાબર જાણતા નથી. તમારા કરતાં મને વધારે ખબર છે. એક બે કંજુસની વાત તો હું બરાબર જાણું છું. તેમાંની એક તો છે મારી ઘરડી ફોઇ. તમે સૌ તેને ઓળખોજ છો તો! આજ સુધીમાં કોઈ લુલુપાંગળું પણ તેની પાસેથી મુઠ્ઠી ચોખા કે ખોબો ઘઉં નથી મેળવી શકયું. તેની પાસે છે તો બહુયે દોલત, પણ મહાકંજુસ, મખ્ખીચુસ છે એ તો!

રાજાની ફોઇ! તેને કંજુસ કહેવાનું કોનાથી બને? પણ ખુદ રાજાજ કહે ત્યારે કરવું શું?

સૌ ચુપચૂપ નીચે મોંઢે બેસી રહ્યા. ડોશીમા કંજુસ હતા એ તો સૌ જાણે. પણ કોણ રાજાની ફોઇને કંજુસ કહે?

પણ આ સભામાં આપણા ગોપાળભાઈ પણ હાજર હતા. તે ફડાક લઇને ઉભા થઈ ગયા. તે કહે: મહારાજા, આપની ફોઈ કંજુસ હશે. પણ તોયે તેનામાં સહેજ પણ દયાનો છાંટો નથી એમ કંઇ કહેવાય? એક તો ઘરડાં માજી ને વળી પાછા રાજાધિરાજ કૃષ્ણરાજાનાં ફોઇ! એમ તે કંઇ બને?

રાજા હસીને કહે: ગોપાળ, તું મારી ફોઇને ઓળખતો હોય એમ લાગતું નથી.

ગોપાળ કહે: એમ કેમ? સારી પેઠે ઓળખું છું. કાલેજ એમને હું એક મોટું કોળું આપી આવેલો.

રાજા કહે: આપી તો બધાજ આવે. કંઇ લઇ આવવાની તાકાત છે? જોઇયે, હજામના છોકરામાં કેટલીક અક્કલ છે તે?—

ગોપાળે હસીને સહેજ નમન કર્યું. ને બોલ્યો:

મહારાજ, આપની આશિષથી ગોપાળ બધુંએ કરી શકે.

રાજા બોલ્યાઃ એમ ? જોઇએ ત્યારે, ફોઇની પાસે જેટલા રૂપિયા તું લાવે, તેનાથી ચાર ગણા રૂપિયા મારે તને ઈનામમાં આપવા.

ભલે મહારાજ.

કહી ગોપાળ તો ગયો. પણ તેને ધીરજ શાની હોય ? તે તો સીધો ગયો ફોઇબાને ત્યાંસ્તો. જઇને કહેઃ નમસ્કાર ફોઈબા !

ફોઈબા બોલ્યાઃ કોણ એ ? બેટા ગોપાળ કે ! જીવતો રહે મા ! તું આવ્યો તો સારૂં થયું. કેવું મજાનું હતું તારૂં કોળું ! આજેજ સ્હવારે રાંધ્યું'તું તાજું બહુ ફક્કડ લાગ્યું.

ગોપાળ કહેઃ ઓહો ! તમને જોઈતું હશે તે બીજું આણી આપીશ. પણ મા, એક વાત કહું ! રાજાજી તમારા કંઈ વખાણ કરે, કંઇ વખાણ કરે રાંધવામાં તમારો હાથ બહુજ મીઠો છે, તેના વખાણ કરતાં રાજાજી થાકતાજ નથીને. આજે તે

કહેઃ ફોઇને રાંધતાં બહુ મજાનું આવડે છે, ને વળી હમણાં શાકભાજી પણ બહુ તાજાં આવે છે. જો એકાદ દહાડો—

પણ કોઈ પૂરૂં સાંભળે શાના? વચ્ચેજ બોલી ઉઠયાઃ નારે મા, હું ગરીબ ડોશી! રાજારજવાડાને ખવડાવવાની મારામાં શી તાકાત! ક્યાં એ મોટા લોક!

ગોપાળ તરત કુદીને બોલ્યોઃ અરે મા, તમે શીદ ગભરાવ છો? રાજાની વાત સંભારી તો મને રાતે ઉંઘ નથી આવતી. ને વળી મૂળમાં મૂળજી-ભાઇ કુંવારા જેવી વાત! હું તો મારીજ વાત કરતો હતો, ફોઇબા!

ફોઇબાએ જોયું કે ગોપાળ હમણાંજ કોળું આપી ગયો છે. વળી એને ત્યાં હજુ બીજા ઘ-ણાંય કોળાં તૈયાર થઇ ગયાં હશે. એકાદ લાવીને આપે પણ ખરો.—એમ વિચારી બોલ્યાંઃ ઓહો, તારી વાત છે, તો તો શું? તું તારે આવજેને, આજે સાંજે અહિંજ જમજે! જમાડીશ હોં

બેટા! પણ ભઇલા! કોઇને કહીશ મા. હું ગરીબ ડોશી ને વળી—

ગોપાળ કહે: ના રે મા! હું કંઇ ગાંડો બાંડો છું, તે કોઇને કહેવા જઇશ કે ગામમાં દાંડી પીટીશ! સાંજે આવીશ, હો મા!

એમ કહીને ગોપાળ તો માજીનું નોંતરૂં કબુલી રસ્તે પડયો.

રસ્તે જતાં ગોપાળે તો બે સવાકા ખરચી થોડી મચ્છી લીધી. ઘેર જઈ તેને સમારી કેળના પાંદડામાં વીંટાળી. પછી સાંજે ધોતિયાને છેડે એ પડીકું બાંધી દઇ ગુપચૂપ એ તો ડોશીમાના ઘરમાં પેંઠા.

માજીએ તો ગોપાળને રસોડામાં બેસાડયો. પત્રાળી માંડી. તેમાં ભાત મૂકયો, કોળાનું શાક મૂકયું, ને દડીયામાં કઢી મૂકી.

ખા હવે દીકરા—કહી ડોશી કંઇક લેવાને જોડેની ઓરડીમાં પેંઠા.

ડોશી જતાંજ ગોપાળે ધોતીયાને છેડેથી કાઢયું પડીકું. કોળાના શાકની પતેલીમાં ઘણી ખરી મચ્છી

નાંખી ભેળસેળ કરી દીધી. થોડી પોતાના ભાણુામાંના શાકમાં નાંખી. બંગાળામાં તો મચ્છી બહુજ ખવાય. ઘેરેઘેર માછલી ખાવાનો રિવાજ.

એટલું કરી પછી ગોપાળ સડાકા બોલાવી બોલાવીને ખાવા મંડી પડ્યો.

થોડીવારે માજી દુધ લઇ આવી લાગ્યાં. બોલ્યાઃ કેમ, ગોપાળ, શું મૂકું?

ગોપાળ કહેઃ ફોઇબા, મહારાજ ખોટું નહોતા કહેતા! રસોઈ બડી અચ્છી થઈ છે.

ફોઇબાનો હરખજ ન માય. બોલ્યાઃ વારૂ, શું મૂકું?

એક મોટો કોળીયો ગપ્પ દઇને મ્હોંમાં સેરવતાં ગોપાળ બોલ્યોઃ થોડું કોળામચ્છીનું શાક મૂકો, ફોઇબા!

ફોઇબાને તો જાણે ધડાકો થયો. તે તો ચમકીજ ગયાં. તે તો મરજાદી હતાં. એવું કંઇ ખાતાં નહોતાં. એકદમ બોલી ઉઠ્યાંઃ શું બોલ્યો, ગોપાળ!?

ગોપાળ કહે: આ કોળામચ્છીનું શાક બહુ મજાનું થયું છે મા!

અરે પેટબળ્યા! એ શું બોલ્યો? વળી કોળામચ્છીનું શાક કેવું? એકલું કોળાનું જ છે ના!

ના, ના! આ જુઓને પતેલીમાં, મારા ભાણામાં—

ડોશીમાના ગભરાટનો પાર ન મળે. ગોપાળે તો પતેલીમાંથી મચ્છી કાઢી બતાવી. તે કહે: આ જુઓને ફોઇબા! આવું સરસ શાક! તમે તમારે માટેજ કર્યું હશે; પણ હવે થોડું તો મને મૂકો, બહુ સરસ થયું છે.

ડોશીમા તો ગળગળા થઈ ગયાં ને બોલ્યા: એ તું શું કહે છે, ગોપાળ! હું ઘરડી ડોશી! મરજાદી! બ્રાહ્મણની જાત! તે વળી હું માછલી ખાઉં! એ બધું તારૂં જ તોફાન દેખાય છે. હશે, જે કર્યું તે કર્યું; પણ હવે કોઇને કહેતો નહિ, સમજ્યો?

ગોપાળ કહે: નહિ કહું. પણ ફક્ત રાજાજી

પૂછે, તો—

ફોઇબા ગભરાયાઃ ના, ના. એને તો કહેતોજ નહિ. હું તને પાંચ રૂપિયા આપીશ.

ગોપાળ તો એકદમ ઠાવકો થઈ ગયોઃ પણ મહારાજ પૂછે ત્યારે કંઇ જૂઠું બોલાય—?

માજી કહેઃ હવે બેસ, બેસ. તને દશ રૂપિય આપીશ. વીશ આપીશ.

એમ કરતાં કરતાં માજીએ રૂપિયા સો કબુલ કર્યા. ગોપાળે ત્યાં ને ત્યાં તે ગણી લીધા. ને તરત જઇ પહોંચ્યો રાજાજી પાસે. રાજાજીએ ખુશી થઇને તેને ૪૦૦ રૂ૦ આપ્યા.

તે પછી ડોશીમા અવારનવાર ગોપાળને જમવા તેડે ને સારૂં સારૂં ખવડાવે. અલબત્ત, ગોપાળ પણ તાજાં કોળાં, તડબુચ, કેળાં અવારનવાર ભેટ તરીકે લઈ જાય.



(૪)

તે વેળા બંગાળામાં રાજ ચાલે સિરાજુદ્દૌલાનું. સિરાજનવાબ કંઈ એવો નઠારો નહોતો. ઇતિહાસમાં એને બહુ ખરાબ બતાવ્યો છે. પણ એવો કંઈ એ નહોતો. એટલું ખરૂં કે આવું મોટું રાજ એનાથી જોઇયે તેવું સંભાળાય નહિ. ઉમ્મર નાની. રાજ મોટું. એટલે બિચારો કરે શું ? ફક્ત ૨૨ વરસનો હતો.

પણ નવાબ સાહેબ હતા ભારે ધુની. રાજા-નવાબ ધુની તો હોયજ. તેમાં વળી આ તો નાદાન માણસ—છોકરોજ કહીયે તો ચાલે. એક દહાડો એને એવીજ ધુન આવી કે હિન્દુઓનું જેવું મહાભારત છે તેવું આપણું પણ જોઇયે. ને તેમાં વળી નવાબબહાદુરનીજ હકીકત આવે તો સોનાથી યે પીળું.

વાત વજીરને કરી. વજીર દિવાન સેનાપતિ સૌ એ સાંભળીને બધા વિચારમાં પડ્યા. સૌએ માથે હાથ દીધા. દરબારમાં હિન્દુઓ પણ હતા તેમણે

બાદશાહને કહ્યું: જનાબ! અમારૂં મહાભારત કંઇ કોઇ માણસે નથી લખેલું. તે તો ખુદ ભગવાને બનાવેલું છે. આવા કળજુગમાં કંઇ એવું ફરીથી બને?

પણ નવાબસાહેબ શાના સાંભળે? તેને તો બસ નવાબી મહાભારત જોઇયે જ જોઇયે!

સૌએ જોયું કે આ તો ભારે તોફાન! હવે કેમ કરવું? આખરે મગજમારી કરી દુશ્મનને માથે ટોપલો ઓઢાડવાનું નક્કી કર્યું.

નવાબને કહ્યું: જનાબ, નદિયા–કૃષ્ણનગરમાં કૃષ્ણચન્દ્ર કરીને બ્રાહ્મણ રાજા છે. તે મહા પંડિત ગણાય છે. તેના દરબારમાં ઘણા વિદ્વાનો છે. ત્યાં કહેવડાવો તો ત્યાંથી કામ પાર પડે તો પડે.

સૌએ મળી નદિયાના રાજાને કનડવાને આમ ઘાટ ગોઠવ્યો.

નવાબ તો કહે: જેસી મરજી. હમકુ તો મહાભારત ચઇયે. દુસરા કુછ નહિ.

બસ ખલાસ. કૃષ્ણનગર તરફ તરત માણસ

રવાના થયો. સંદેશો એવો મોકલ્યો કે તમારા હિન્દુઓનું જેવું મહાભારત છે તેવું મારા—નવાબના નામનું એક તૈયાર કરાવી ઝટપટ મોકલો. નહિ મોકલશો તો તમારા પર આફત આવશે.

રાજા કૃષ્ણચન્દ્રને સંદેશો મળ્યો. તે તો વિચારે કે આ ક્યાં ભોગ લાગ્યા! મુસલ્માન નવાબનું તે વળી મહાભારત થતું હશે? એ તે કંઈ બને?

તે વેળા ગોપાળ પાસે બેઠેલોજ હતો. ખાસ્સી મોટી ડુંડ ને ઘડા જેવડું માથું. ન હાલે ન ચાલે. નવાબનો સંદેશો સાંભળી બધાના મોંઢા ઉતરી ગયેલા પણ ગોપાળભાઇ તો ઠંડે કલેજે બેસીજ રહેલા તો! રાજાને તે જોઇ ગુસ્સો ભરાયો. બોલ્યા: કેમ ગોપાળ, શું કરે છે?

ગોપાળ કહે: આપની અક્કલ ક્યાં સુધી પહોંચે છે તે જોઉં છું.

રાજા તો ઉભા ને ઉભા સળગી ગયા. રાજાની આવી મશ્કરી! એકદમ ગુસ્સે થઈ બોલ્યા: શું

કહે છે ? અહિં આફત આવી છે ને તને મશ્કરી સૂઝે છે ! આ ગમ્મત કરવાનો વખત છે, કેમ ?

ગોપાળ તો ધીરૂં ધીરૂં હસતાં કહે: જી, મહારાજ, બરાબર કહ્યું. ખરી ગમ્મતજ હવે થશે.

ગોપાળ બોલતો જાય તેમ તેમ રાજાનો ગુસ્સો વધતો જાય. આ સાંભળીને રાજા કહે: દૂર થા હરામી ! તારૂં મોઢું નથી જોવું.

જી—કરતોકને ગોપાળ તો તરત રાજા તરફ પીઠ કરીને બેઠો. આવી આફતના વખતમાં પણ ગોપાળની આવી રીત જોઇ રાજાને સહેજ હસવું આવ્યું. તે કહે: એમ કેમ, ફરીને કેમ બેઠો ગોપાળ ?

ગોપાળ કહે: મહારાજ, તમારે મારૂં મોઢું નથી જોવું. હું ફરી બેઠો. હું ફરૂં નહિ તો આપ મારૂં મ્હોં જુઓ ને આપનો બોલ તૂટે. તે કંઈ થવા દેવાય ?

રાજાનો ગુસ્સો નરમ પડયો. કહ્યું: અચ્છા, જે થયું તે થયું. હવે આમ પાછો ફર. ને કામની

વાત કર.

ગોપાળ ચત્તો બેઠો.

રાજા કહે: નવાબનો હુકમ તો તેં સાંભળ્યો. બોલ, હવે શું કરવું છે?

ગોપાળે તરત જણાવ્યું: કરવું હોય તે કરવાનું મહારાજ! બીજો શો વિચાર? નવાબનો હુકમ કબુલ ન રાખે એવો તે બે માથાવાળો કોણ હોય?

તે તો ઠીક, ગોપાળ. પણ મુસલ્માનને નામે તે કંઇ મહાભારત લખાય? એ તે કંઇ બને?

લખાય લખાય મહારાજ. સારી પેઠે લખાય. આ ગોપાળ લખી કાઢશે, માત્ર હુકમ થવો જોઇયે.

રાજા અચંબો પામીને કહે: શું કહે છે ગોપાળ? તું, હજામનો દીકરો, મહાભારત લખી કાઢશે?

હા, મહારાજ, આપનો ગોપાળ શું ન કરે? હુકમ થતાંજ નવાબી મહાભારત બનાવી દઉં.

ઠીક, ઠીક. તું એટલું કરે તો આ આફત ટળે.

ગોપાળ હસીને કહે: ગભરાશો ના મહા-

રાજ! એ બધો ઘાટ હું પાર ઉતારીશ. તમે ફક્ત નવાબને ત્યાંથી બે પાંચ હજાર રૂપિયા મંગાવી આપો. હું નવાબી મહાભારત બનાવી દઉં.

થયું. નવાબને જવાબ ગયો: મહાભારત તૈયાર થશે. પણ તે માટે ખરચવા રૂપિયા પાંચ હજાર મોકલો.

નવાબી ધૂન! તેમાં પૂછવું શું? તરત ખજાનચીને પાંચ હજાર રૂપિયા આપવા હુકમ થયો. રૂપિયા લઇ સવાર નદિયા આવી ગયો. રાજાજીએ ગોપાળને બોલાવી પૈસા આપ્યા, ને કહ્યું: કંઈ ભવાડો ના કરીશ, ગોપાળ! નવાબ પાસે મારાં માનઆબરૂ જળવાય એમ કરજે, સમજ્યો?

કંઈ વાંધો નહિ, કંઇ વાંધો નહિ, કરી ગોપાળ તો ઘેર ગયો.

એમ કરતાં કરતાં તો ઘણા દહાડા થઈ ગયા. પણ મહાભારતનું તો કંઈ ઠેકાણું ના મળે. નવાબ સાહેબ કચવાયા. તરત સવાર દોડાવ્યો નદિયા

તરફ, કે કેમ, મહાભારતનું શું થયું ? જવાબ આપો. આ બાજુ મહારાજ કૃષ્ણચન્દ્ર તો બીજી જંજાળમાં એ વાતજ વીસરી ગયેલા. નવાબનો સવાર આવતાંજ દોડાદોડ કરી મૂકી. ગોપાળને તેડાવ્યો ને જવાબ માંગ્યો. ગોપાળ કહે: અડધુંક થઇ ગયું છે. હવે બાકીનું થોડા વખતમાં થઇ જશે પણ બીજા હજારેક રૂપિયા જોઇશે.

નવાબનો સવાર જવાબ લઇને ગયો. નવાબને થયું કે હાં ! કંઈ નહિ, કામ ચાલે છે ખરૂં. અચ્છા ભેજો હજાર રૂપિયા. ગોપાળ પાસે રૂપિયા જઈ પડ્યા.

વળી થોડા દહાડા ગયા. હવે કંઇ રાજાજી એ વાત ભૂલતા નથી. રોજ ગોપાળને અવાર નવાર પૂછ્યા કરે છે. છેવટે ગોપાળે કહ્યું: હવે તૈયાર છે, ને મુર્શિદાબાદ રવાના થવાનીજ વાર છે.

ગોપાળ રવાના થવાની તૈયારીમાં પડયો. નવાબને દરબારે જવાનું. પંડિતને વેશે. પૂરો ઠાઠમાઠ તો કરવોજ જોઇયે ના ! એણે તો બે

ખાસ્સા મોટા બળદ તૈયાર કરાવ્યા ને તેને જોડયું એક ગાલ્લું. ગાલ્લામાં ચોપડાના પોટલાજ પોટલા. મોટા દફતરનાં દફતર બાંધેલા. એ તો નવાબી મહાભારત! કંઈ જે તે હતું? અઢાર અઢાર પરવનું મહાભારત! છ છ હજાર રૂપિયાનું મહાભારત!

ને પોતે પણ કોણ? વેદવ્યાસ જેવાજ, મહાભારતના બનાવનાર! વાળના ગુચ્છા હોળ્યા છે, તેલ ફુલેલ લગાવ્યા છે, રેશમી પીતાંબર પહેર્યાં છે, મોટી જનોઈ લગાવી છે, કપાળે ભસ્મ ચોપડી છે. ડુંડ પણ જાણે ફુલીને દેગડા જેવી બની છે, ગોપાળથી દોઢ હાથ આગળ દોડે છે! એ કોણ? એ તો નવાબી મહાભારતના રચનાર પંડિતવર ગોપાળચન્દ્ર વિદ્યાભુડભુડ. તે કંઇ જેવું તેવું માણસ હોય?

બળદગાડી સાથે પંડિતજી પધાર્યા છે. નવાબને ખબર થઈ છે. નવાબને તો રાજીપાનો પાર નથી.

તરત દરબાર ભરાયો. ગોપાળભાઈ તો કોઈ દહાડો નવાબને દરબાર આવેલા નહિ. રીતભાત

કશી જાણે નહિ. કોઇને પૂછવાની તો બાધાજ રાખેલી! આવા મોટા પંડિત, વિદ્યાભુડભુડનો ખિતાબ, તેને વળી બીજાને સલામઆલેકુમ કરવાની શી દરકાર ?! ખાસ્સા મોટા શાસ્ત્રી પેઠે મોટે ઘાંટે પુષ્કળ અનુસ્વર વિસર્ગવાળા અટ્ટમ પટ્ટમ શ્લોક ગાતા અંગબંગ કરતા સભામાં પેંઠા, ને હાથ ઉંચાનીચા કરવા લાગ્યા.

નવાબે વજીરને પૂછ્યું: આ પંડિતજી આમ કેમ કરે છે ?

વજીર હિન્દુ હતો. તેણે કહ્યું: જનાબને આશીર્વાદ આપે છે.

થોડીવારે ગોપાળ બોલ્યો: નવાબ બહાદુર, આપનું મહાભારત લગભગ તૈયાર થઇ ગયું છે. મહા મહેનત થઇ છે. કેટ કેટલા ઉજાગરા કર્યા છે. ખૂબ ઉંડો વિચાર કર્યો છે ને બધું લખી તૈયાર કર્યું છે. બહાર ગાડું ભરી તેના ચોપડા આવેલા છે. પણ ફક્ત થોડું બાકી છે. તે વાત આપને પૂછવાની છે. તેટલું આપને પૂછીને અંદર ગોઠવી

આપું એટલે નવાબી મહાભારત તૈયાર!

નવાબ કહે: ક્યા પૂછનેકા હૈ?

ગોપાળ હાથ જોડી બોલ્યો: હે બંગનરેશ! અમારા મહાભારતમાં પાંચાળની કુંવરી દ્રૌપદીને પાંચ વર હતા એમ જણાવેલું છે. હવે આપના મહાભારતમાં આ એકજ વાત બેસાડવાની છે. તો આપની બેગમને કેટલા વર ને તેમનાં નામ ક્યાં ક્યાં એટલી હકીકત આપો કે તરત નવાબી મહા ભારત તૈયાર!

વાત સાંભળી ન સાંભળી ત્યાં તો નવાબ અકળાઇ ગયા છે. આંખો રાતી પીળી થઇ છે. હાથ ધ્રુજે છે. ઘાંટો થથરે છે. મોટે ઘાંટે નવાબ બરાડ્યો: શુંઉંઉંઉં! તમારા મહાભારતમાં દ્રૌપદી બેગમને પાંચ ખાવિંદ હતા?

ગોપાળ ધીરે સાદે બોલ્યો: જી, હજુર! હતાસ્તો. ભીમ, અર્જુન, નકુલ, સહદેવ ને યુધિષ્ઠિર, એટલા પાંચ દ્રૌપદીના વર. આપની બેગમને કેટલા વર છે તે જણાવો કે હું તરત ગોઠવી આપું.

નવાબ તો ગુસ્સે થઈ કુદી બરાડી ઉઠયો: એ તુમેરા મહાભારતકુ દરિયામેં ડાલ દો. ઔર તુમ ભાગ જાઓ.

ગોપાળ તો આ સાંભળી ગળગળો થઈ ગયો. આંખમાંથી ચોધાર આંસુ પાડવા લાગ્યો ને હાથ જોડી બોલ્યો: નવાબ બહાદુર, આટલી આટલી મહેનત કરી મેં બધું લખ્યું. ૧૮ તો પર્વ બનાવ્યાં. કેટલા ઉજાગરા કર્યા. મને તો કેટલી આશા હતી કે નવાબ ખુશ થઈ મારી મહેનતનો બદલો આપશે ને હું ન્યાલ થઇ જઇશ; તેને બદલે—

નવાબ તો ધુની માણસ. તેને થયું આ બચારાની મહેનત ઘણી છે. બોલ્યો: અચ્છા, ખજાનચી, ઉસ્કુ દો હજાર રૂપિયા દો. લેકિન જો કિતાબમેં એક બેગમકો પાંચ ખાવિંદ હે ઉસ્કુ નદીકી અંદર અભીકા અભી ડાલ દો.

નવાબસાહેબનો હુકમ! પાળતાં વાર લાગે તો ધડ પર ડોકું કોનું રહે? તરત મહાભારતના પોટલાંથી ભરેલા ગાડાને નદીને કિનારે નવાબના

નોકરો લઈ ગયા. એ બધા હિન્દુ હતા. જે મુસલ્માન હતા તે તો ત્યાં ફરકયાજ નહિ! જે ચોપડીમાં એક સ્ત્રીના પાંચ વરની વાત લખી હોય તે ચોપડીની પાસે જવાનું પણ તેમને પાપી લાગ્યું. કોઈ ગયાજ નહિ. હિન્દુ નોકરોએ બધા પોટલાનાં પોટલાં જેમનાં તેમ નદીમાં પધરાવી દીધા.

દરમ્યાન ગોપાળભાઈ બે હજાર રૂપિયા ગાંઠે બાંધી નદી કિનારે આવી લાગ્યા. ને લહેરથી એ બધી ગમ્મત જોતા ઉભા. એક હજુરિયો બોલ્યો: મહારાજ, તમારી કેટલી બધી મહેનત ફોકટ ગઈ!

ગોપાળનું હસવું માય નહિ. તેણે કહ્યું: પોટલું ખોલીને જુઓ તો ખરા, કેટલી બધી મહેનત મેં કરી છે!

એક પોટલું ખોલીને કાગળ ઉથલાવી જોયા તો નદિયાના રાજના જૂના દફતરના રદી કાગળો. ફક્ત ઉપર નવા કાગળ લપેટી રાતા દોરા બાંધેલા એટલુંજ. અંદર બધા કોચરાની સાલનાં કાગ-

બોજ કાગળો.

પેલા નોકરોએ પુછ્યું: મહારાજ, આ શું ?

ગોપાળ કહે: એ શું ?—એનું નામ નવાબી કારભાર. છે કોઇને ખોલી જોવાની પણ દરકાર ? કોના બાપની દિવાળી ! હશે, પણ ચાલો. હવે એ બધું નદીમાં પધરાવી દો. નહિ તો નવાબી હુકમ તોડવા માટે તમારા પર આફત આવશે.

નોકરોએ તો ઝટપટ પાછું પોટલું બાંધી નદીમાં પધરાવ્યું ને મહેલ તરફ પાછા ફર્યા.

ગોપાળ પેલી ગાલ્લીમાં બેસી પાછો ફર્યો. પંડિત વિદ્યાભુડભુડ ચાલતા શાના જાય ?

( ૫ )

ગોપાળભાઈ કમાય કમાય ને ખાલીના ખાલી. ગરીબના ગરીબ. માટીની ઝુંપડીમાં રહે. પૈસો હાથમાં ટકે તો મોટું ઘર બાંધે ને ?

એક દહાડો ચોમાસું તો ઘનઘોર ગાજ્યું. વરસાદ કહે કે મારૂં કામ. ફોરા તો જાણે બોર બોર જેવડા. રાત બધી એનું એ ધમસાણ. માટીનું ઘર ને ખડખડ

પાંચમ છાપરૂં. પાણી તો લગભગ અંદર આવે. બિચારી ગોપાળની વહુ! બચ્ચાકચ્ચા લઇને આ ખુણેથી પેલે ખુણે જાય ને પેલે ખુણેથી આ ખુણે દોડે. જાણે ઉંદર બિલાડીની દોડાદોડસ્તો!

સ્હવાર પડી ને વરસાદજી થંભ્યા. ત્યાં તો ગોપાળની વહુનો રોફ જોઇ લેવો. તેણે તો ગોપાળ સાથે લઢાઇજ માંડી તો! મ્હેણાં પર મ્હેણાં ને ઠપકા પર ઠપકા. એક તો હજામની દીકરી, તલ્વારની ધાર જેવી જીભડી, આખી રાત કાયર કાયર. બોલી તો એવું બોલી કે એની આગળ ગોપાળથી એક હરફે જવાબ ન દેવાયો. બધે શૂરાનો સરદાર, ત્યાં તો ગરીબ ગાય જેવો થઇ પડે.

બાઇ કહે: તે તમે શા ખપના? ને તમારો રાજા યે શા ખપનો? કંઈ લોકના કામ તમે કાઢી આપો ને તમે દળદરીના દળદરી. નામ ત્યારે રાજાના ખાસ ભાઇબંધ—ખાસ મશ્કરા! ને આટલું એક ઘર સુદ્ધાં નથી સુધરાવાતું કે માળ નથી લેવાતો. તેના કરતા લ્યો પેલું દોરડું ને ફાંસો

ખાવ ફાંસો !

એમ ગુસ્સામાં ને ગુસ્સામાં બાઇએ તો કં-ઇનું કંઇ સંભળાવી દીધું. ગોપાળભાઇ તો સબસે બડી ચૂપ કરીનેજ બેઠા. બોલે પણ શું ? એ એક બોલે તો પેલી દોઢ ના સંભળાવે ?

પણ કલાક બે કલાક થયા ને કચેરીનો વખત થયો કે ત્યાં જઈ એ હાજર થયો. જઇને રાજાજીને કહે છે: મહારાજ, એક વાર કૃપા કરો. કાલે મારી ઝુંપડી પાવન કરી કંઇ નાસ્તો પાણી ત્યાં કરો.

રાજા હસી પડ્યા. બોલ્યા: ઓહો ! તું તે શું ખવડાવવાનો ?

હાથ જોડી હજામભાઇ બોલ્યા: મહારાજ, રોજ તો તમારૂં ખાવ છો, એક દહાડો મારૂં યે ચાખી જુઓ ને !

રાજાને ગોપાળ પર હેત ઘણું. તેને નોકર તરીકે ન ગણે. હસતે મોંઢે નોંતરૂં કબુલ કીધું.

એક હજુરિયો કહે: જોજો રે ભાઇઓ, કાલે

પુરવનો સુરજ કઇ બાજુ ઉગશે તે જોવાનું છે જો.

ગોપાળ હસ્યો. બોલે શું ?

ઘેર આવ્યો. એણે તો ચાર વાંસ લીધા ને વાડામાં દાટ્યા. તેની ઉપર એક નાડછાનું છાપરૂં બનાવી છાપરા નીચે બેઠક કરી. જાણે માંચડો જ જોઇ લ્યો ને.

બીજે દહાડો થયો છે. રાજાને આવવાની વખત થઇ છે. ગોપાળે તો દીકરાને માથે એક પાઘડી ચઢાવીને તેને દરવાન બનાવ્યો છે. બારણે બેઠો બેઠો દરવાન રાજાની રાહ જુએ છે. રાજા આવે તો કહેવાના બોલ ગોખેલા છે: "બાપુ બીજે માળે દિવાનખાનામાં બેઠા છે."

એવી રીતે દીકરાને પઢાવી ગોપાળભાઇ તો માંચડા પર જઇને બેઠા.

વખતસર રાજાની સવારી આવી. ગોપાળને બારણે પેલો બીનમુછાળો દરવાન જોઈ તેમને તો હસવું માતું નથી.

દરવાન જેવો દરવાન છે, તો તો ઘરમાં આ-

વ્યાનું કહાવવું જોઇએ. રાજાજી બોલ્યા: અલ્યા દરવાન રે, બાપુ ક્યાં છે?

એ........બેઠા, બીજે માળે દિવાનખાનામાં. પધારો.

મહારાજા તો અંદર પેઠા. પણ બીજે માળ કેવો ને વાત કેવી? દાદર હોય તો ઉપર ચઢેને! મહારાજે તો બૂમાબૂમ પાડવા માંડી: ગોપાળ, એઈ ગોપાળ, અલ્યા ગોપાળીયા—એ ગોપાળ-ભાંડ........

ઉંચેથી અવાજ આવ્યો: જી મહારાજ આવો, આવો બધા, પધારો. આવો આવો. આ સીડી છે, કંઈ ભય નથી. આવોને બધા અહિં ઉપરજ!

અવાજે અવાજે વાડામાં જઇને બધા જુએ છે તો ગોપાળભાઇ હસતા હસતા માંચડામાં બેઠા છે!

રાજાજી કહે: અલ્યા ગાંડીયા! આ શું ધાંધલ, આટલે ઉંચે તે વળી આમ બેસાય? તું તે કંઇ માણસ છે?

હા, મહારાજ લાગું છું તો માણસ જેવોજ. પણ આવોને આવોને, અહિંજ પાન સોપારી, નાસ્તો બધું રાખ્યું છે, મહેરબાની કરી ગરીબની ઝુંપડી પાવન કરો. ઉપર પધારો.

મહારાજાએ ભાંગી તુટી વાંસડાના ટુકડાની સીડી જોઇ. વાંકાચુંકા માંચડાના વાંસ જોયા. મહારાજાએ ડોકું ધુણાવ્યું: ઉંહૂં ઉંહૂં! ગોપાળ, મારે તો તારે બીજે મજલે નથી આવવું.

ગોપાળભાઈ તો ગળગળા થઇ ગયા. રડતે સાદે બોલ્યા: નસીબ મારૂં, મહારાજ! આપને સૌને ઉંચે મજલે રહેવાની ટેવ. મેં ધાર્યું રાજા જેવા રાજા પધારે છે. તેમને તે કંઈ ભોંયતળીયે બેસાડાય? મેડા જેવો મેડો જોઇયે. ત્યાં બેસી ખાય પીયે ને લહેર કરે! અક્કલ ચલાવી મેડો બનાવ્યો. હું ગરીબ માણસ બીજું શું કરી શકું?

રાજાના મગજમાં આ વાત ઉતરી ગઈ. બોલ્યા: બહુ થયું બહુ થયું હવે. હું બધું સમજી ગયો. ચાલ હવે નીચે ઉતર.

ગોપાળ નીચે આવ્યો. રાજાને અને સાથીઓને બેસાડી સૌને પેટપૂર ખવડાવ્યું.

બીજે દહાડે સ્હવારે તો ગોપાળને આંગણે ધમાલ મચી છે. ઈંટ, ચુનો, કોલના ગાડાંના ગાડાં ઠલવાયા છે. મિસ્ત્રી ને મજુર ને કડીયાની દોડાદોડ ચાલે છે. રાજાજીનો હુકમ છે. ગોપાળનું મકાન નવું બંધાય છે.

ગોપાળે વહુને કહ્યું: કેમ રે અલી? કેમ ધાર્યું?

( ૬ )

રાજા, વાજાં ને વાંદરા. ત્રણનો ભરોસો નહિ. ક્યારે શું કરશે, રામ જાણે.

એક દહાડો રાજાજી હજામત કરાવે. હજામભાઈ નખ કાપતા'તા. ધ્યાન બરાબર નહિ. ફટ દઈને નરેણી લાગી ને નખ આખો ઉખડી ગયો. મહારાજ તો "ઓ બાપરે" કરી ઉઠ્યા. નખ જેવો નખ ઉખડે એટલે દુઃખે તો બહુજ ને!

બિચારા હજામના યે ભોગસ્તો! તેને થયું કે આજે આપણું આવી બન્યું!

પણ એ તો રાજાજીની વાત હતી ના !

રાજા વિચારવા લાગ્યા કે સ્હવારમાં આજે કોનું મોઢું જોયું હશે તે પહેલપરથમ જ લોહી રેડાયું !

યાદ આવ્યું. હાં ! હાં ! આજે તો સ્હવારે ગોપાળનું જ મ્હોં જોયેલું. તેજ સ્હવારે બારણા આગળ ઉભેલો. બરાબર ! બરાબર ! બોલાવો ગોપાળને !

કોઈક પડોશીના ઢોરે ગોપાળના ખેતરમાં નુકસાન કીધેલું તેની ફરિયાદ કરવા ગોપાળ સ્હવારે જ દોડતો આવેલો.

તરત ગોપાળને તેડવા નોકર દોડ્યા.

નોકરને મોંઢે વાત જાણી. ગોપાળભાઇ તો સારી પેઠે હસ્યા. બારસા મઝાના બે પાન ખાધા. મ્હોં લાલ લાલ કીધું ને ડુંડ ડોલાવતા ડોલાવતા હસતા હસતા રાજમહેલે આવી પહોંચ્યા.

જુએ છે તો રાજાજી તો ગુસ્સાથી જાણે સળગી ઉઠ્યા છે.

તેને જોતાંજ બોલી ઉઠ્યા: અલ્યા ગોપાળીયા! તું સાવ કાળમુખો અપશુકનીઓ છે!

ગોપાળે હસીને પૂછ્યું: જી, સેવકનો કંઇ ગુન્હો?

તે હસતો જાય તેમ રાજાનો ગુસ્સો વધે. ખ-ખડાવીને બોલ્યા: ગુન્હો? તારા તો બહુ બહુ ગુન્હા છે. તારૂંજ કાળું મોંઢું આજે સ્હવારે મેં જોયેલું તે જાણે છે ને!

ગોપાળ કહે: જી, જાણું છું.

જો, આ તેની સજા મને થઇ.—કહી રાજાએ પોતાની લોહીભરી આંગળી બતાવી.

ગોપાળ શું બોલે?

રાજા બોલ્યો: આવો તું અપશુકનિયો છે. તારૂં મ્હોં જોવાથી મને આટલું બધું દુ:ખ વેઠવું પડે છે તો બીજા લોકોને પણ કેટલું નુકસાન થતું હશે! તારા જેવા નાલાયકને જીવવાની જ જરૂર નથી. કોણ છે રે, આને શૂળીએ ચઢાવી દો.

ગોપાળ બોલ્યો: મહારાજ, ઇન્સાફમાં થોડી

ભૂલ છે........

શુંઉંઉંઉં........?

જી, મારૂં મ્હોં જોયાથી આપનો નખ ઉખડી ગયો ને લોહી નીકળ્યું. એ તે કંઈ બહુ કહેવાય? મેંજ સ્હવારે આપનું મોઢું જોયું તો મને આ ફાંસોની સજા થઈ. આપ તો ન્યાયી છો. કૃપાકરી કહો, કોણુ કાળમુખું છે હું કે...........

બોલતા બોલતામાં તો રાજાજીએ ગોપાળની પીઠ થાબડી ને હસતા હસતા તેને અંદર ખેંચી ગયા. બધો ઉભરો સમાઇ ગયો.

## ( ૭ )

ભાઇસાહેબ ચાલાક તો એવા કે ન પૂછો વાત.

ભાઇના એક ગોર હતા. બીજેજ ગામ રહેતા. પણ કોઇ વાર આવે ને ગોપાળ પાસેથી દાન દખણા લઈ જાય. પાંચ વાર આવે ને કચ-કચ કરે ત્યારે ગોપાળ માંડ એક વાર દાદ દે. ચાર વાર હાથતાળી આપી વિદાય કરી દે.

ગોર મહારાજ આથી મનમાં બહુ ખિજાય

પણ ગોપાળ તો પોતાનુંજ દુઃખ એવું રડે કે એમનાથી આગળ કંઇ બોલાયજ નહિ ને !

પાક્કો ગોપાળ તો પાકાનો પાકો. લોકો ગોર આવે તો તેને માનભેર બેસાડે, કંઈકંઇ ખવડાવે પીવડાવે; પણ આ ભાઇ તો ખડે ને ખડે પગેજ વિદાય કરે, બેસવાય ન દે તો.

મહારાજ બહુ યે ખિજાય, કે ભારે લુચ્ચો આ જજમાન છે. પોતે રાજાને ત્યાં માલમસાલા ખાઇ ફુંડ પર ફુંડ વધારે છે ને ગોરને આમ ખદેડે છે. ખાવાનું નોતરૂં સરખું દેતો નથી.

મહારાજના ગુસ્સાનો તે પાર જ શો ?

એક વાર ગોર આવ્યા છે. ત્યાં તો ગોપાળ-ભાઇએ જાણે રડવા જ માંડયું તો: અરે મહારાજ, શું વાત કરૂં, બે ટંક ખાવા પણ પાશરૂં મળતું નથી ! એવી આજ કાલ તો મુશીબત છે.

ગોર મનમાં ને મનમાં હસ્યા. બોલ્યા: તેથીજ, ગોપાળ તને કહું તે સાભળ. તું મારી સાથે ચાલ. આપણે મારા જજમાનોને ત્યાં અવારનવાર ફરીશું.

તું મારી ખાતર બરદાસ રાખજે. ખાવા પીવાનું સારૂં મળશે. તારાથી મને કંઇ દખણા તો અપાતી નથી ત્યારે કંઇ ચાકરી તો કર. પુણ્ય પણુ થશે ને એ વાત. ચાલ મારી સાથે.

ગોપાળભાઇ તો ટીખળી બારકસ. તે કહે ચા-લોને ભાઇ, એ ગમ્મત પણુ જોઇએ તો સહી. ગોરમહારાજ બે પાંચ ઘેર ફરશે. સાથે રહીશું તો સારૂં સારૂં ખાવાનું તો નક્કી મળશે. ભાઇએ તો ખાસ્સી મઝાની "હા........" કહી.

ચાલતાં ચાલતાં બંને જણા એક પૈસાવાળા જજમાનને ત્યાં જઈ પહ્યા.

પેલો તો ગોર વગેરેને જોઈ અડધો અડધો થઈ ગયો. પગે લાગીને બેસાડ્યા. સુંદર ચોખા, ઘી, દૂધ, ફળફળાદિ વગેરે આણ્યાં. વીસેક રૂપાળી મચ્છી પણુ ખાવા સારૂ આણી. × ગોરે પોતાને હાથે રસોઇ કરી ને બે પત્રાળાં છેટે છેટે પીરસ્યાં.

---

× બંગાળામાં મચ્છી બહુજ ખવાય છે. બ્રાહ્મણો પણુ ખાય છે.

પણ એ થોડાજ કાચા હતા? તેમણે વીસ-માંથી ખાસ્સી ૧૯ મચ્છી જ પોતાના ભાણામાં પીરસી ને ગોપાળના ભાણામાં માત્ર એકજ. બીજાં શાક તરકારીમાં પણ એવો જ ગોટાળો. એમ બે ભાણાં પીરસી પછી પોતે હાથ ધોવા ગયા. ભાઇ ધારે કે જેમ ગોપાળ મને રોજ ઠગે છે તેમ આજે હું એને ઠગું ત્યારે ખરો.

ગોપાળભાઇ સમજી ગયા. જ્યાં ગોરણુવા ર-સોડે પેસે છે ત્યાં તો એ ભાઇ ખાસ્સા પેલા સરસ ભાણાને અડકીજ પડયા છે ને! અડકીને વળી પાછા પુછે છેઃ મહારાજ, કયે ભાણે બેસું? આ કે પેલે? એમ કરી બંને ભાણાંને અભડાવી દીધા. પછી તો જોઇ લ્યો ગોરજીનું મોઢું! એવા તો ખિજાયા એવા તો ખિજાયા! હજામને અડેલે ભાણે કાંઇ એમનાથી જમાવાનું હતું?

બિચારાને બે પાંચ કેળાં જમરૂખ ખાઇ પેટ ભરવું પડયું. ને ગોપાળ પર તો એટલી ગાળો વરસાવી, કે ન પુછો વાત.

(૮)

પછી તો ગોરજીએ તેજ દહાડે ગોપાળને રજા આપવાનો મનસૂબો કીધો. પણ એ એમ છૂટે તો ગોપાળ શાનો ?

હવે એમ નહિ કરૂં કહીને એ તો ચોંટીજ રહ્યો.

હવે મહારાજ પણ એવા કે પોતે શેક્યો પાપડ ન ભાંગે. બધું કામ ગોપાળ પાસેજ કરાવે. આખરે ગોપાળે તદબીર લઢાવી. એક દહાડે ગોરજી રાંધતા હતા. ગોપાળને બૂમ પાડી કહેઃ અલ્યા, ગોપાળ, નદીમાંથી લોટો ભરી પાણી આણને.

ગોપાળભાઇ તો માળા લઇને જ બેસી ગયેલા. માળા ફેરવતા ફેરવતા બોલ્યા: જી, હું માળા ફેરવું છું. પૂજામાં છું.

ગોરજી મહારાજ. ધરમના તો અવતાર. ચેલાને કંઈ પાઠ પૂજામાંથી ઉઠાડાય ? ઉઠ્યા બિચારા ને જાતે નદીએથી પાણી લઈ આવ્યા.

ચટણી વાટવાની હતી. મહારાજ બોલ્યા: અલ્યા ભાઇ, તું આ ચટણી વાટી નાંખે તો સારૂં.

ખાવામાં ઠીક પડશે.

ગોપાળભાઇનો જપજ ચાલુ ને !—જી, પૂજામાં છું. માળા ચાલે છે.

થયું. ચટણીએ ગુરૂજીને વાટવી પડી.

થોડી વારે જુએ છે તો લાકડાં થઈ રહેલા. લાકડા લાવવાના હતા પાસેને જંગલથી. મહારાજ કંઈ કઠીયારા હતા ? એ કામ ગોપાળ પાસે કરાવવા બોલ્યા: ભાઇલા રે ! તારી માળા પતી ગઇ કે ? આ લાકડાં હવે નથી, તે દેવતા બુઝાઈ જાય છે. થોડા વીણી લાવીશ ?

પણ પેલા ભાઇની તો એકજ વાત: જી, માળા ચાલુ છે.

ગુરૂજી હવે શું કરે ? ગયા પોતેજ લાકડાં આણવાને. ચૂલો બુઝાવા દીધે કંઇ ચાલે ? પછી તો જમવાનું ઠેઠ સાંજેજ મળેના ?

બધું રંધાઇ ગયું. પત્રાળીની જરૂર પડી. મહારાજ કહે: ગોપાળ, બે પત્રાળી તો ભાઇ બનાવી લાવ.

જી, માળામાં છું.

એય ખરી આફત ! ગોરજી તો બહાર ગયા ને પત્રાળી બનાવી લાવ્યા. ભાત પીરસ્યો, ઘી મૂકયું, શાક દૂધ બધું મૂકયું. પછી બૂમ પાડીઃ ગોપાળ, આ ભાણું પીરસ્યું છે !

એ તો ગોપાળભાઇ હતા ને ! ભપ્પ દઇને હાથમાંથી માળા ફેંકી, ધમધમ કરતા આવ્યા ને ઘાંટો પાડતા બોલ્યાઃ બ્રાહ્મણની જાત ! સો વાર બૂમાબૂમ કરે ! માળા પણ પુરી ના કરવા દે ! તમને તે મારે કહેવું યે શું ?!

કહેતોકને ભાણે બેસી ગપાગપ ખાવા મંડી પડયો.

પત્યું. ખાણીપીણી પુરી થઇ. ગોર તો આમ ખૂબ કંટાળ્યા છે. બોલ્યાઃ ભાઈ ગોપાળ, તેં મારી બહુ ચાકરી કરી. મારા તને આશિષ છે. હવે તું તારે ઘેર જા. હવે તું મારી વધારે ચાકરી કરશે તો હું ગાંડો બની જઇશ.

મફતનું અડાવવાનું જવા દેવાનું કેમ ગમે ?

ગોપાળભાઇ તો કહે: જી, જેવી તમારી ઇચ્છા! મારાથી કંઈ હુકમનો ભંગ થાય? પણ ઘેર જવાને વાટખરચી તો કંઇક જોઇશેજ ને!

ગોરજી બહુ કંટાળેલા. કંઇક આપતાં પણ છુટકારો થાય તો કરવો. પાંચ રૂપિયા આગલે દહાડે મળ્યા હતા. ગોપાળને આપી દઇ બોલ્યા: જા બાવા, જા!

ગોપાળ તો રસ્તે પડયો. મનમાં ધાર્યું: ઠીક ભાઇ! થોડા દહાડા મફત ઝાપટયું ને વળી પા રૂ૦ દખણા મળી! ખોટું શું?

પણ ગોરે તો ૫ રૂ૦ આપી ગાંઠ વાળી કે હવે એ ઉલ્લૂનું મ્હોંજ ન જોવું.

ગોપાળને એ વાતની ખબર ન પડી. પણ તે તો એને ગમતીજ વાત હતી. ખોટું ખોટું અગડમ બગડમ્ બોલી નાણાં કઢાવે એવા બ્રાહ્મણોનો એને બહુ કંટાળો હતો.



(૯)

એક દહાડો અજબ મઝા થઇ. રાજા ને ગોપાળનો ભેટો થયો. રાજાને થયું, લાવ આજે એની ઠેકડી કરૂં. સહેજ મલકાતાં બોલ્યા: ગોપાળ, કાલે તો એક ભારે મજાનું સપનું આવ્યું, ને તે યે તારેજ વિષે.

મારે વિષે ? મહારાજ !

હા, તારેજ વિષે.

ત્યારે તો કહોને, એવું તે શું હતું ?

સાંભળી રાજા કંઇ હસે તો હસે. ખડખડ ખડખડ હસ્યાંજ કરે. હાથ ઉછળે ને પગ ઉછળે, બોલાય તો ક્યાંથીજ !

પેલો પુછયાજ કરે: મહારાજ, કહોને !

પણ મહારાજથી તો બોલાયજ શાનું ? તે તો હસ્યાંજ કરે. રહી રહીને હસે. જેમ જેમ આ ભાઇ પુછતા જાય તેમ તેમ તેમનું હસવું વધતું જાય. ને બોલે: અહાહાહાહાહા ! શી ગમ્મત ! શી મઝા!

આખરે ગોપાળ બોલી બોલી કંટાળ્યો. ગુસ્સે

થઇ બોલ્યો: બહુ થયું મહારાજ, મારે હવે નથી સાંભળવું. તમારૂં હસવું થંભાવો એટલે બસ!

પણ રાજાજીથી તો ન હસવું થંભાવાય કે ન શાંત થવાય. તે તો બોલ્યા: ઓ બાપરે! કેવું મજાનું સપનું!

ગોપાળ મુંગોજ રહ્યો.

એટલે રાજા બોલ્યા: શું સપનું જોયલું, જાણે છે? અરે, તું ને હું બે ફરવા ગયલા. એક સાંકડી પગથી પરથી જતા હતા. પગથાની બે બાજુએ બે તળાવ હતાં. આપણે ધીરે ધીરે ચાલતા હતા. પણ રસ્તો સાંકડો ને પાછો ભીનો તે ફસ્ દઇને પગ લપસી ગયો ને બંને જણા ધબાયમાન! ઠેઠ તળાવમાંસ્તો!

હવે એક તળાવ હતું દુધનું ને બીજું છાણકાદવનું! તેમાં થયું એમ, કે તું પડયો છાણના તળાવમાં ને હું પડયો——

બસ! બસ! એજ! મહારાજ મેં પણ બરાબર એજ સપનું રાત્રે જોયું. તમે દૂધના સરો-

વરમાં પડ્યા, ખરૂં ના !

હા, બરાબર ! પણ ખરે, તનેય એજ સપનું આવેલું ?

નક્કી, એમાં શો શક ? પણ મારૂં સપનું જરા વધારે પણ ચાલેલું. એટલે થોડું બીજું પણ મારા જોવામાં આવ્યું.

રાજા હસીને બોલ્યાઃ વળી બીજું તે શું ? તું બધો છાણે લદબદ થઇ ગયો. ને હું દુધે ન્હાઇ ગયો. તેં વળી બીજું તે શું જોયું ?

કેમ વળી ? પછી મહારાજ, આપણે બંને બહાર નીકળ્યા. બંનેનાં શરીર તો ગંદા. પણ પાસે ત્રીજું તળાવ નહિ કે તેમાં નાહી લઇએ. પછી તો આપ બોલ્યાઃ ગોપાળ, એક રસ્તો છે. તું મારૂં ડીલ ચાટ, ને હું તારૂં ડીલ ચાટું. રાજાજીનું ફરમાન ! કેમ તોડાય ? તમારા ડીલ પરનું દુધ હું ચાટી ગયો ને આપ——

હજામભાઈની જુક્તિ જોઈ રાજાજી તો ઠંડાજ થઇ ગયા !

( ૧૦ )

હાજરજવાબીમાં એનો જોટોજ ન મળે. એક વાત મજાની છે.

એનું નામ જાણીતું બહુ. કૃષ્ણનગરથી માંડી ઠેઠ મુર્શિદાબાદ સુધી લોકો એનાં વખાણ કરે. સૌ જાણે કે 'ગોપાળભાંડ' જેવો ચતુર આજના જમાનામાં કોઇ નથી ને હવે પછી તો થાય ત્યારે ખરો ! એટલે ઘણા લોકો નદીયા આવે ત્યારે એના દર્શન કરતા જાય. બનતાં સુધી તો એને જોયા વિના કોઇ પાછુંજ ન જાય ને.

એક વાર એક જુવાનિયો મુર્શિદાબાદથી નદીયા આવ્યો. એ આ ભાઇને મળવા ઇચ્છે. પોતે જુવાન, પૈસાદારનો દીકરો, ચહેરે દેખાવડો, એટલે ગુમાન બહુ. જાણે પોતે કેવોક ચમરબંધ છે એમ માનીનેજ ચાલે. મુલાકાત માટે તે કોઇક નામીચા માણસની ચિઠ્ઠી પણ લાવેલો.

કૃષ્ણનગરમાં ગોપાળને ઘેર તે આવ્યો. નોકર સાથે ચિઠ્ઠી મોકલી. પોતે બહાર ઉભો રહ્યો. ઘણી

વાર થઇ પણ ન ચિઠ્ઠીનો જવાબ આવ્યો કે ન પેલો નોકર પાછો ફર્યો. આ ભાઈસાહેબ તો ઉંચા થાય ને નીચા થાય. પણ કરે શું ? પોતે આવ્યોજ છે, તો પછી હવે મુલાકાત વિના પાછું જવું એય ઠીક ન દેખાય. ઉભો રહ્યો.

ગોપાળભાઇ ખાવા બેઠેલા. નોકરે ત્યાં ચિઠ્ઠી દીધી. એ તો આપણા ગોપાળભાઇ! મોટા રાજા-મહારાજાને ન ગણકારે ! તો એવી ચિઠ્ઠીની તો વાત શી ? તેમણે તો ધીરે ધીરે ખાધાં કર્યું. પેટ ભરીને જમ્યા. હાથ મ્હોં ધોયા. પાન બાન ખાધું. તે પછી ડોલતા ડોલતા પધાર્યા.

પેલા ભાઇ તો એટલી વારમાં કંઇ ધુંઆફુંઆ થઈ ગયેલા. અકળાઇને બોલી ઉઠ્યાઃ એમ દેખાય છે કે તમે મને ઓળખતા નથી ! નવાબના દરબારમાંના———નો હું સૌથી મોટો દીકરો છું, સમજ્યા ?

ગોપાળભાઇ સમજ્યા કે આ કોઇ જબરો ગુમાની_છોકરો જણાય છે. એનો તોર ઉતારવો જોઇએ.

હું—માત્ર એટલો શબ્દ બોલી એમણે તો નોકરને બોલાવી એક લોટો પીવાનું પાણી આણવા કહ્યું.

એની આવી ઠંડાઇ જોઈ પેલો તો કંઇ અકળાય, કંઇ ચિઢાય! તે પોતાનો દરજ્જો બતાવવા ફરી બોલ્યો: મારા સસરાને તો તમે ઓળખતાજ હશો! બરહામપુરના સેન——મહાશયનું નામ તો સાંભળ્યુંજ હશે. હું તેમનો જમાઈ છું.

ભાઇસાહેબના ચાળા તો એવા કે મારા જેવા મોટા માણસને તમે આમ બહાર ઉભા રાખો છો?!

હું તેમનો જમાઈ છું, મારૂં નામ—

ઠંડે કલેજે, ગોપાળદાદા બોલ્યા: અલ્યાભાઇ, સાંભળેછ કે! બે લોટા પાણી લાવજે! આ તો ઘણા મોટા માણસના જમાઇ છે! એક લોટે નહિ ચાલે.

મીઠા ડામ જેવી આ મશ્કરીથી પેલો તો ડઘાઇજ ગયો! તેની ખાતરી થઇ કે આ કોઇ બીજું નથી—આ તો ગોપાળભાંડ છે, ગોપાળભાંડ!

(૧૧)

એક દહાડો રાજાજી તો જાણે રડમસ જેવા બેઠેલા. ગોપાળભાઇ ત્યાં આવી પહોંચ્યા. પ્રણામ કર્યા. બેઠા. પૂછ્યું: કેમ મહારાજ, આજે આમ કેમ?

મહારાજે ઉંડો નિસાસો મુકયો: મહા આફત છે, ભાઇ!

શી આફત? કહો તો ખરા!

અરે, પણ તને તે શું કહે? કહેવાથી કંઇ ફાયદો નથી.

પણ ગોપાળ તો બહુજ મંડયો. એ કંઇ છોડે? રાજા પાસે વાત કઢાવી ત્યારે એ રહ્યો. વાત એવી હતી કે નવાબે થોડા હોંશિયાર જોશી તેડાવેલા. રાજાના દરબારમાંના થોડા પંડિત બહુ હરખાતા હરખાતા નવાબને દરબાર ગયા. ત્યાં નવાબે તેમને પૂછ્યું કે: જમીનની નીચે શું છે, તે કહો. નહિ તો બધાને કેદ કરીશ. જયાં સુધી જવાબ ન મળે ત્યાં સુધી બધાજ કેદમાં. જવાબ કોઇથી અપાયો

નહિ. બધા કેદમાં પડ્યા. રાજાના દરબારી પંડિત. તે આમ કેદમાં પડે, એટલે રાજાને તો લાગેજ ને ! રાજાએ બહુ કાલાવાલા કર્યા, અરજીઓ. કરી. પણ નવાબ શાનો છોડે ?! ને હવે પોતાના પંડિતો છૂટે નહિ ત્યાં સુધી રાજાજીને ચ્હેન પડતું નહોતું. તે તો મનમાં ખૂબ મુંઝાય ને અકળાય.

વાત સાંભળી ગોપાળ કહેઃ ઓહોહોહો ! મહારાજ, એટલામાં તે શીદ ગભરાયા ?! લાવોને હું એમને છોડાવી લાવું.

તું ? ગોપાળ, તું હજામનો દીકરો, એમને છોડાવી લાવશે ? એ કેમ બને ? તું નવાબના સવાલનો જવાબ આપી શકશે ? જોશ જોવાનું તને તે આવડે ? તું તે વળી કેવી રીતે એમને છોડાવવાનો ?

તેની, મહારાજ, તમને શી ફીકર ? હું તમારૂં કામ કરી આપીશ, પછી કંઇ છે ? ને કહો તો કાલ ને કાલ છોડાવી લાવું.

પણ રાજાજીને ભરોસો ના બેઠો. ગોપાળભાઇ

સમજી ગયા. હસીને બોલ્યા: મહારાજ, હું સાચું કહું છું. ને આ કામે ચાલ્યો.

રાજાજીએ આગળ એનું પારખું તો જોયેલું. કેટલીયે વાર એણે ગુંચ ઉકેલેલી. તો પણ એની હિંમત જોઇ છક થયા.

ઉઠતાં એ બોલ્યો: મહારાજ, કાલે આ વખતે તમારા પંડિતોને સંભાળી લેજો. ન આવે તો પછી મારજો ટપલા.

ઘેર આવ્યો. ન્હાયો ધોયો. ખાધું. ખાસ્સી મઝાની એક ઉંઘ કાઢી. ઠંડે કલેજે હોકાના બે દમ મારવા બેઠો. ને વિચારવા લાગ્યો કે ઉપાય શું કરવો.

નવાબબવાબથી કંઇ એ ડરે એવો ના મળે. એને તો ઉલટો તે ભલો લાગેલો. નવાબ નાદાન છે, જરા ઉતાવળીયો છે, પણ ભોળો, ને ઉદાર છે. અક્કલ ઓછી, પણ દિલ સાચું:—વાત એને ગળે ઉતરી કે પછી બેડો પાર. એટલું બને તો પંડિત છૂટ્યા જ સમજોને !

હાં..................હાં.............હાં કરતો ગોપાળ એકદમ કુદકો મારી ઉઠયો ને ખડખડાટ હસી પડયો. હોકાને નાંખ્યો બાજુમાં. એક ભાંગેલી ચોપાઈ—ખાટલાનો એક પાયો કાઢી લીધો. તેની આસપાસ ખુબ રેશમી કાપડના કકડા વિંટાળ્યા. કપાળે, નાકે, કાને તિલક કર્યાં. ગળામાં ખાસ્સી મોટી જનોઇ નાંખી. રૂદ્રાક્ષની માળાઓ પહેરી ને પછી “ જે અંબે ” કરતાકને નીકળ્યા ઘરની બ્હાર !

રસ્તે ચાલે તો યે માથું ડોલી ડોલી જાય. એકલું એકલું હસાઇ જાય. રસ્તે ચાલતા લોકો પણ વિચારે કે આ તે કંઇ ગાંડો થયો છે કે શું ? એમ ને એમ ભાઇસાહેબ ચાલ્યા ચાલ્યા જાય છે.

નવાબને દરબાર પહોંચ્યા. ખબર આવી કે એક ભારેખમ ને જબરજસ્ત પંડિતજી આવ્યા છે. જે કંઇ પુછો તેના જવાબ દે. જેવા જોશ જોવડાવો તેવા જોઈ આપે.

નવાબે તો સૌ દરબારી ભેગા કર્યા.

આપણા જબરજસ્ત પંડિતજીને પણ ત્યાં ખડા કર્યા.

નવાબ તો પંડિતને તાકી તાકીને જુએ. ટગર ટગર જોયા કરે. ગોપાળભાઈના પેટમાં તો લપુ લપુ થાય. પણ પાકા એવા કે બહાર કશું ન બતાવે. ઠંડે પેટે બધું જોયા કરે.

થોડી વારે નવાબ કહેઃ ક્યું પંડિતજી! તુમ સબ જોશ દેખતે હૈ?

પંડિતજી ઝુકી ઝુકીને સલામ કરતા બોલ્યા: જી, હાં!

પણ નવાબને ભરોસો ન બેઠો. પંડિતજી દેખાય જાણે ગણપતિદાદા મોરીયા. તેમની અડીમધડીમ ડૂમમાં પાશેરભાર અક્કલ હશે કે કેમ તે કોણ જાણે! વજીરને પાસે બોલાવી નવાબે તો આવી વાત કરી.

વજીર કહેઃ જી, હજુર મને પણ એવું જ લાગે છે. પણ આપણે પારખું તો જોઈએ. તે જોવામાં આપણું શું જાય?

નવાબ કહે: એ તો ઠીક.

પછી પંડિતજી તરફ જોઈ એ કહે: ઠીક, ત્યારે મહારાજ ! હું તમને બે સવાલ પુછીશ. ખરા જવાબ દેશો તો ઇનામ મળશે. ને ખોટા દીધા કે ન દીધા, તો રહેજો આખી જીંદગી જેલમાં. બોલો, વિચાર છે ?

પંડિતજી તો ગુસ્સે રાતાપીળા થઇ ગયા ! બાદશાહ ! તો હું તે શું કંઈ ઢોંગી બોંગી છું ? પંડિત થઇને હું જુઠું બોલું ?

ઠીક ત્યારે. પૂછું સવાલ.

ભાર દઇને, શરીર ધુણાવીને પંડિતજી બોલ્યા: હા, હા પુછો, પુછો.

નવાબ બોલ્યા: જુઓ ત્યારે. સવાલ પહેલો, આ જમીનની નીચે શું છે તે કહી શકશો ?

હા, વળી એમાં શું છે ?

ધરતીકંપ કેમ થાય છે, તે કહેશો ?

જરૂર.

કહો ત્યારે.

જેવો હુકમ.

પંડિતજી તો નિરાંતે ડુંડ આગળ કરી, પલાંઠી વાળીને બેઠા ગાલીચે. પેલું રેશમી પોટલું કાઢ્યું. ને ધીમે ધીમે તેના એક બે ઉપલા પડ ખોલ્યા. ને પાછા ફડાક લઇને ઉભા થઈ ગયા, ને બોલ્યા: નવાબ, હું જવાબ દઇશ તે ખરો ખોટો કોણ નક્કી કરશે ?

નવાબે હસીને કહ્યું: તમે જવાબ તો બોલો. હું કહીશ. મને જવાબ આવડે છે.

અચ્છા—કહી પંડિત પાછા બેઠા. વળી એક બે પડ ખોલ્યા. વળી ઉભા થયા. ને બોલી પડ્યા: નવાબ, તારી અક્કલ બહેર મારી ગઇ છે!

આ શબ્દો બહાર પડતાંજ દરબારમાં તો હાહાકાર થઇ ગયો. આવો મોટો નવાબ, બંગાળા, બિહાર ને ઓઢીયાનો ધણી, જેને એક શબ્દે ધડથી ડોકું જુદું પડે તેવા રાજાને મોંઢામોંઢ ગાંડો કહે એટલે તો પછી ખલાસજ ને! બધા હવે શું થશે તે જોઇ રહ્યા. પહેરેગીરો તલ્વાર

મ્યાનમાંથી કાઢી ઉભા રહ્યા.

પણ નવાબે બધાને ઇશારો કરી શાંત કર્યા. પછી સહેજ હસીને પૂછ્યું: મહારાજ, મારી અક્કલ ગઇ એ વાત તમે ક્યાંથી જાણી?

આંખો ખાસ્સી લાલ લાલ કરી મોટે ઘાંટે ગોપાળ બોલ્યો: ક્યાંથી જાણી? ક્યાંથી જાણી, તે જાણવું છે? અરે, આ મારા ખટાંગ પુરાણમાં એ વાત ચોકખી ને ચટ લખેલી છે, સમજ્યા?

નવાબ સમજ્યો કે આ તો કોઇ ચક્રમ છે—ગાંડો છે. તે હસીને કહે: અરે પંડિતજી, તમે હજુ તમારૂં પોથું ખોલ્યું તો છે નહિ, હજુ તો માત્ર ઉપરના કપડાનો એક વિંટો ઉકેલ્યો; પોથી તો જેવી ને તેવી છે. તો પછી તેમાં શું લખ્યું છે એ ક્યાંથી વાંચ્યું?!

ગોપાળ તો આથી વળી ખૂબજ ગુસ્સે થયો. એના ભવાં બવાં ચઢી ગયા. મોંઢે કરચળી કરચળી પડી. જાણે કેમે ગુસ્સો દાબી રાખતાં તે બોલ્યો: જુઓ, અક્કલ બહેર માર્યા વગર આવું તે કોઇ

પૂછે ? અરે બાપુ, હીરો પારખવાનું તે કંઇ આંખને શીખવવું પડતું હશે ? કે બતાવવું પડતું હશે ! તે તો પોતાના તેજના ચમકારાથીજ ઝળકી ઉઠે ! ખરૂં કે નહિ ?

નવાબ કહે: હા, એ તો ખરૂં.

બસ ત્યારે ! ખટાંગ પુરાણમાં હીરક ખંડ છે. તેનું અજવાળું સાત સાત પડમાંથી યે ફુટીને બહાર નીકળે. તમને બધાને કંઇ તે દેખાય ? ન દેખાય. પણ મને ? અહાહાહા...............

કરતોકને ગોપાળ તો ખડખડ હસ્યો ને પાછો પુરાણ તરફ ટગર ટગર જોઈ રહ્યો.

નવાબ હસીને બોલ્યો: તે મહારાજ, તમારા પુરાણમાં મારે માટે શું લખ્યું છે?

ગુસ્સે થઈ ગોપાળ બોલ્યો: એમ લખ્યું છે કે તું ખેદાનમેદાન થઈ જશે. બોલો, હવે શું કહેવું છે ?

નવાબ ફરી હસ્યો: પણ હું પાયમાલ થાઉં તે પહેલાં તમેજ ખલાસ થઇ જશો, એ વાત

જાણો છો કે મહારાજ? એ વાત તમારા પુરાણમાં લખો છે? જરા જુઓ તો સહી!

પંડિતજીએ વળી એકાદ બે પડ ખોલ્યા ને પછી ડોકું ધુણાવી બોલ્યા: ના જહાંપનાહ! પુરાણમાં લખ્યું છે કે હું તો ૧૦૮ વરસ જીવીશ. એટલે કે હજુ મારે તો પચાસ વરસ બાકી રહ્યાં!

નવાબ કહે: અરે, પચાસ મિનિટ પણ નહિ! આ આંગળી ઉંચી કરતામાંજ તમારૂં ડોકું રખડતું થઇ જશે.

ગોપાળે ડોકું ધુણાવી કહ્યું: બનેજ નહિ.

જોવું છે?

જોઈ નાંખીએ, એમાં શું? પણ જહાંપનાહ, પછી તમારા સવાલનો જવાબ કોણ દેશે?

નવાબને લાગ્યું કે આ તો કોઇ ગાંડીયું છે. ગાંડીયા પર ગુસ્સો કરવો ખોટો. પછી તે બોલ્યો: ઠીક, એ વાત બાજુએ. મારા બે સવાલનો જવાબ તો દો.

ઠીક, આપું છું—કહી ગોપાળે યોગાસન વાળ્યું ને પુરાણ પરના પડ ખોલવા માંડ્યા. એકાદું પડ ખોલીને પછી કહે છે: નવાબ, તારી અક્કલ ગઈ છે. નહિ તો હિન્દુ પંડિતને આ સવાલ તું કદિ ન પૂછે.

નવાબે અચંબાથી પૂછ્યું: કેમ વારૂ? એમાં વળી શું?

કેમ નહિ? જુઓ, બધા દરબારીઓ વિચાર કરો. આ સવાલ મુસલ્માન પંડિતને પૂછ્યો હોય તો કંઇ વાંધો નહિ. કેમકે મુસલમાનો મરી ગયા પછી જમીનની નીચે જાય છે ને તેથી તેઓ જમીનની નીચે શું છે તે જાણે છે! પણ હિંદુઓ તો મૂઆ પછી સ્વર્ગે જાય. તેઓ ખબર આપે તો ત્યાંની આપે. જમીનની નીચેની વાત હિન્દુઓ શું જાણે?

આ સાંભળીને તો બધા સડકજ થઇ ગયા!

દમામભેર પંડિતજીએ પછી આ વિષય પર એક મોટું ભાષણ ચલાવ્યું.

નવાબને પણ લાગ્યું કે હા ભાઇ, આ વાત તો સાચી ખરી! દરબારીઓને પણ ગળે ઉતરી ગયું. સૌને થયું કે પંડિતજીની ડુંડમાં અક્કલ ભરી છે ખરી. બધા એની અકક્લના વખાણ કરવા લાગ્યા.

નવાબ કહેઃ મહારાજ, તમે ખરૂં કહ્યું. બોલો, શું ઇનામ આપું?

ઇનામ લેવાની અમને મનાઈ છે. પુરાણનો હુકમ નથી. ફક્ત એક કામ કરો. જે હિન્દુ પંડિતોને આ સવાલ માટે ફોગટજ કેદમાં રાખ્યા છે તેને છોડી મૂકો.

ભલે. તેને તો છોડ્યા. પણ કંઇક તો ઇનામ લઇ જાવ. નહિ તો અમારૂં નાક જાય.

પેટમાં તો કોણ જાણે શું હતું હશે, તો યે મહા પંડિત ગોપાળચન્દ્રજી બોલ્યાઃ ઠીક ત્યારે, લાવો થોડું કંઈ. તક મળતાં બીજાઓને દાનમાં અપાશે.

થાળી ભરીને સોનામહોર નવાબે આપી. મોઢું

એકદમ કટાણું કરી ગોપાળે તે લઇ પિછોડીએ બાંધી.

એટલામાં પેલા પંડિતો છૂટીને આવ્યા. ને ગોપાળ વગેરે બધા બહાર નીકળ્યા. નવાબે મુસલ્માન પંડિતોને તેડાવવા હુકમ કર્યો.

ગોપાળ અને પંડિતો ઉતાવળા ઉતાવળા નદિયા આવ્યા. ગયા રાજાજી પાસે. બધા ભેળા મળ્યા. ને ગોપાળના તો સૌ એટલા વખાણ કરે!

પછી ગોપાળે સૌને પોતાનું ખઢાંગ પુરાણ બતાવ્યું—ખાટલાનો પાયો!

સૌ ખડખડ હસી પડ્યા!





## બીરબલનો બન્ધુ

પુષ્પ) નું (ત્રીજું

## એક ચિત્ર

**અકબર ને બીરબલની આવે છે તેવી ઘણીજ રસભરી, તદ્દન નવી અને વિવિધ વિષયની, ચાલાકી અને હાજરજવાબીપણાની વાર્તાઓ. દરેક પત્રકારે આ વાર્તાઓનાં વખાણ કર્યાં છે કિંમત માત્ર આઠ આના.**

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

## સેટ ૧ લો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ | ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ | ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦—૮—૦ | ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦—૮—૦ | ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ | ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ | ૨૧ | મેઘધનુષ | ૦—[illegible]—૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ | ૨૨ | મિયાઉં | ૦—૧—૦ |
| ૮ | જયબજરંગ | ૦—૬—૦ | ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| ૯ | વાઘોનું વન | ૦—૪—૦ | ૨૪ | બાળડાયરી | ૦—૩—૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦—૪—૦ | ૨૫ | ચોપગાંની ચતુરાઇ | ૦—૪—૦ |
| ૧૧ | બગ્ગીપુરી | ૦—૪—૦ | ૨૬ | ગધેડાનું રાજ | ૦—૧—૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ | ૨૭ | રમકડાની દુકાન | ૦—૧—૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦—૬—૦ | ૨૮ | જાદુઈ જમરૂખ | ૦—૧—૦ |
| ૧૪ | કચુંબર | ૦—૩—૦ | ૨૯ | મકનો મસ્તાનો | ૦—૧—૬ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ | ૩૦ | બંગાળી બિરબલ | ૦—૬—૦ |

**પહેલો સેટ:** કુલ કિંમત ૮—૦—૬ તેને બદલે આખો લેનારને રૂપિયા સાડા સાત. પોસ્ટેજ, ટપાલ માર્ગે સવા રૂપિયો. સ્ટેશનવાળાં ગામોએ રેલ્વે પાર્સલ સસ્તું પડશે.

**સેટ બીજો:** (તૈયાર છે) (૧) ભૂલભૂલામણિ (૨) સવાકાની આપ વીતી (૩) ખોટી ખોટી વાતો પછી (૪) કોલસા કાકા (૫) પ્રાણી પુરાણ (૬) અજબ મસ્તાન (૭) સંતાકુકડી. જેમ જેમ તૈયાર થશે તેમ તેમ બહાર પડશે.

રસમય ] **ખાંયણાં** [ લોકગીતો

લોક સાહિત્યના ભેખધારી મેઘાણીજીએ લખેલા વિસ્તૃત પરિચય સાથે. બે ત્રણ સુંદર ચિત્રો છતાં કિંમત ૦—૫—૦ પોસ્ટેજ ૦—૧—૦